શ્રી લક્ષ્મણ અને શ્રી રાવણનાં આવાં વચનોથી સીતેન્દ્રે કરૂણાપૂર્ણ બનીને જવાબ દીધો કે–' તમને ત્રણેય જણાને હું આ નરકમાંથી દેવલોકમાં લઇ જાઉં છું. '

આમ બોલીને સીતેન્દ્રે તે ત્રણેયને પોતાના હાથમાં લીધા તો ખરા, પણ ક્ષણ વારમાં જ તે ત્રણે પારાની જેમ કણ કણ રૂપે છૂટા બની જઇને હાથમાંથી પડી ગયા. નીચે પડ્યા બાદ તે ત્રણે ય જ્યાં મિલિત અંગવાળા બન્યા, એટલે ફરીથી પણ સીતેન્દ્રે તેમને હાથમાં લીધા, તો ફરી વાર પણ પહેલાંની જેમ કણ કણ રૂપે છૂટા પડી જઇને તે ત્રણે ય સીતેન્દ્રના હાથમાંથી પડી ગયા. જેટલી જેટલી વાર સીતેન્દ્રે તેમને હાથમાં લીધા, તેટલી તેટલી વાર આમ જ બન્યા કર્યું. આથી તેમણે જ સીતેન્દ્રને કહ્યું કે–' આપ અમને ઉદ્ધરો છો તેથી અમને ઉલ્ટું અધિક દુઃખ થાય છે, માટે અમને છોડો અને આપ સ્વર્ગે પધારો ! ' ખરેખર, ઇન્દ્રો પણ નરકે ગયેલાઓનો નરકના દુઃખમાંથી ઉદ્ધાર કરી શકતા નથી.

**સીતેન્દ્ર પોતાના કલ્પમાં :**

આ પછી સીતેન્દ્ર તે ત્રણેયને ત્યાં જ મૂકીને ત્યાંથી નીકળ્યા અને શ્રી રામર્ષિની પાસે આવ્યા. શ્રી રામર્ષિને વન્દન કર્યા બાદ સીતેન્દ્ર, ત્યાંથી નીકળીને, શાશ્વત એવાં શ્રી અર્હત્તીર્થોની યાત્રા કરવાને માટે શ્રી નંદીશ્વર આદિ સ્થાનોમાં ગયા. ત્યાંથી-પાછા ફરતાં, ભામંડલનો

જીવ કે જે દેવકુરૂ પ્રદેશમાં ઉત્પન્ન થયો હતો–તેને પૂર્વના સ્નેહયોગે સીતેન્દ્રે સારી રીતિએ પ્રતિબોધ પમાડ્યો અને તે પછી સીતેન્દ્ર પોતાના કલ્પમાં પાછા ગયા.

**શ્રી રામચન્દ્રજી મુક્તિએ :**

આ રીતિએ શ્રી રામચન્દ્રજી આદિના વૃત્તાન્તોનું વર્ણન કર્યા બાદ, છેલ્લે છેલ્લે પરમ ઉપકારી, કલિકાલ–સર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" उत्पन्ने सति केवले स शरदां पंचाधिकां विंशतिं,
मेदिन्यां भविकान् प्रबोध्य भगवाञ्छ्रीरामभट्टारकः ।
आयुश्च व्यतिलंघ्य पंचदश चाब्दानां सहस्रान् कृती,
शैलेशीं प्रतिपद्य शाश्वतसुखानंदं प्रपेदे पदम् ॥१॥ "

અર્થાત્–કેવલજ્ઞાન ઉત્પન્ન થયેથી પચીસ વર્ષો સુધી પૃથ્વી ઉપર ભવિકોને પ્રતિબોધ પમાડીને અને પંદર હજાર વર્ષના આયુષ્યને પૂર્ણ કરીને કૃતાર્થ બનેલા ભગવાન શ્રી રામભટ્ટારક, શૈલેશી અવસ્થાને પ્રાપ્ત કરીને તે પદને પામ્યા, કે જે શાશ્વત સુખના આનંદવાળું છે.

અહીં શ્રી જૈન રામાયણનો આ દશમો અને છેલ્લો સર્ગ સમાપ્ત થાય છે.